શ્રવણ કરવામાં તથા તેનું પારાયણ કરવામાં નિત્ય યત્નશીલ રહેવું.[૮૮] ભારતનું નિત્ય શ્રવણ કરવું તથા તેનું નિત્ય કીર્તન કરવું. જેના ઘરમાં મહાભારત છે, તેને જય હથેળીમાં છે.[૮૯] ભારત પરમ પવિત્ર છે અને તેમાં અનેક કથાઓ છે. દેવતાઓ પણ તેનું સેવન કરે છે અને તે પરમ-પદ–મોક્ષરૂપ છે.[૯૦] હે ભરતશ્રેષ્ઠ! હું તને સત્ય કહું છું કે, સર્વ શાસ્ત્રોમાં ભારત ઉત્તમ છે અને તેનાથી મોક્ષની પ્રાપ્તિ થઈ શકે છે.[૯૧] જે મનુષ્ય મહાભારતના આખ્યાનનું, પૃથ્વીનું, ગાયનું, સરસ્વતીનું, બ્રાહ્મણોનું તથા શ્રીવિષ્ણુ ભગવાનનું કીર્તન કરે છે, તે કદી નાશ પામતો નથી.[૯૨] હે ભરતશ્રેષ્ઠ! વેદ, રામાયણ અને પવિત્ર ભારત એ સર્વમાં આદિ, મધ્ય તથા અંતમાં શ્રીહરિનું જ કીર્તન કરવામાં આવ્યું છે.[૯૩] જે મનુષ્ય આ લોકમાં રહીને પરમ પદની ઇચ્છા રાખતો હોય, તેણે આ ભારતનું નિત્ય શ્રવણ કરવું. તેમાં વિષ્ણુની દિવ્ય કથાઓ વર્ણવી છે અને સનાતન શ્રુતિઓનું પ્રતિપાદન કરેલું છે.[૯૪] આ ભારત પરમ પવિત્ર છે, ધર્મને દર્શાવનારું છે અને સર્વ ગુણોથી સંપન્ન છે. માટે પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરુષે આનું શ્રવણ કરવું.[૯૫] સૂર્યોદય થતાં જેમ અંધકાર નાશ પામે છે, તેમ આનું શ્રવણ કરવાથી કાયિક, વાચિક તથા માનસિક સર્વ પાપ નાશ પામે છે.[૯૬] વિષ્ણુભક્ત હરકોઈ પુરુષ અઢાર પુરાણોના શ્રવણથી જે સુખને પામે છે, તે ફળને આ ભારતનું શ્રવણ કરનાર પણ મેળવે છે, એમાં કંઈ સંશય નથી.[૯૭] સ્ત્રીઓ તથા પુરુષો આ ભારતશ્રવણથી વૈષ્ણવપદને પામે છે. પુત્રની ઇચ્છા રાખનારી સ્ત્રીઓએ તો વિષ્ણુના યશરૂપ આ ભારતનું અવશ્ય શ્રવણ કરવું.[૯૮] શાસ્ત્રોક્ત ફળની ઇચ્છા રાખનારા શ્રોતાએ ભારતના વાચકને પોતાની શક્તિ પ્રમાણે પાંચ સોનામહોરોની દક્ષિણા આપવી.[૯૯] વળી તેણે પોતાનું શ્રેય ઇચ્છીને સુવર્ણનાં શિંગડાંવાળી તથા વસ્ત્ર ઓઢાડેલ એક કપિલાગાયનું વાચકને દાન કરવું. વળી હે ભરતશ્રેષ્ઠ! તેણે હાથના તથા કાનના અલંકારો આપવા અને પુષ્કળ ધન પણ આપવું.[૧૦૦,૧૦૧] હે રાજા! જો બની શકે તો વાચકને પૃથ્વીનું દાન પણ કરવું; કેમ કે પૃથ્વીના દાન જેવું બીજું એક પણ દાન ભૂતકાળમાં થયું નથી અને ભવિષ્યકાળમાં થશે નહિ.[૧૦૨] જે પુરુષ ભારતનું નિત્ય શ્રવણ કરે છે તથા બીજાને શ્રવણ કરાવે છે, તે પુરુષ સર્વ પાપથી મુક્ત થઈને વિષ્ણુના પદને પામે છે. એટલું જ નહિ પણ હે ભરતશ્રેષ્ઠ! તે પુરુષ પોતાની અગિયાર પેઢીના પિતૃઓનો, પોતાનો, પોતાના પુત્રનો, સ્ત્રીનો ઉદ્ધાર કરે છે. હે પુરુષશ્રેષ્ઠ રાજા! મહાભારતના શ્રવણ પછી દશાંશ હોમ પણ કરવો. હે નરોત્તમ! મેં તારી આગળ આ સર્વ યથાયોગ્ય કહ્યું છે.[૧૦૩–૧૦૫]

ઇતિ શ્રીએકલક્ષાત્મક વ્યાસરચિત શ્રીમહાભારતસંહિતા વિષે હરિવંશોક્ત 'ભારતશ્રવણવિધિફળ' સમાપ્ત

भारतश्रवणविधि समाप्त

